# કંસવધ નાટકના મુખ્ય પાત્રો.

## દેવપાત્રો.

**શ્રી કૃષ્ણ**—(પરમાત્મા) પાલક પ્રભુ, શ્રી વિષ્ણુએ લીલાતનું ધરી દેવકીના પુત્રરૂપે લીધેલો, અવતાર. કંસ વધ કરનાર.

**રાધા**—(પ્રકૃતિ "શ્રી") કૃષ્ણની અર્ધાંગના. ગોકુળવાસી વૃષભાણુની પુત્રી.

**બળદેવજી**—(શેષ નાગનો અવતાર) વસુદેવના સાતમા પુત્ર, શ્રી કૃષ્ણના ભાઇ.

**વિધિ**—(બ્રહ્મા.) સૃષ્ટિ ઉત્પન્ન કરનાર દેવ.

**નારદ**—દેવરૂષી. વિષ્ણું ભગવાનના પરમભક્ત.

શિવાય—ધર્મ, ધેનુ, ધરા ઇત્યાદિ.

## દૈવી સંપત્તિના પાત્રો.

**વસુદેવ**—(ધીરવીર યાદવ.) દેવકીના પતિ, શ્રી કૃષ્ણના પિતા.

**દેવકી**—કંસની બહેન. શ્રી કૃષ્ણની માતા.

**ઉગ્રસેન**—મથુરાંનો મહારાજા, કંસ અને દેવકીનો પિતા.

**અક્રુર**—વસુદેવનો ભાઇ, વિષ્ણું ભગવાનનો વીર ભકત.

**ઉધ્ધવ** (યાદવ.) વિષ્ણુ ભગવાનનો ધીર ભકત.

**નંદરાય**—ગોકુળના જાગીરદાર, વસુદેવના મિત્ર. શ્રી કૃષ્ણના પાલક પિતા.

**યશોદા**—નંદરાણી-શ્રી કૃષ્ણની પાલક માતા.

**શ્રીદામો**—શ્રી કૃષ્ણનો મશ્કરો ભક્ત. નંદરાયનો નોકર.
**ઉકો**—મથુરાંનો દરજી, ભક્ત.
**રસિકા, વિશાખા ઇ. ગોપીઓ.** —રાધાની સખીઓ, શ્રી કૃષ્ણ પ્રતિ અપૂર્વ પ્રેમ ધરનારીઓ.
શિવાય—ગોપ, ગોપિઓ, કુબજા, પ્રજાજન, નગરશેઠ વિગેરે શ્રી કૃષ્ણના પ્રેમિ ભક્તો.

---

## અસૂરિ સંપત્તિના પાત્રો.

---

**કંસ**—ઉગ્રસેનનો કુમાર. મથુરાંનો ક્રુર મહારાજા, વિષ્ણુંનો વિરોધી.
**કેશી**—કંસનો વડો પ્રધાન.
**દ્વીમુખવાનર**—મથુરાંનો કોટવાલ, પૂતનાનો પતિ.
**પૂતના**—અઘાસૂરની બહેન.
**પતિરો**—કંસનો માનિતો ધોબી.
**રત્નાવળી**—મથુરાંની કંસની માનીતી ગુણિકા.
શિવાય—અઘાસૂર, બગાસૂર, બકાસૂર, વકાસૂર, ચાણુર, મુષ્ટીક, ઇત્યાદિ કંસના યોધ્ધાઓ.

---

**અમૃત પીવાથી કોઇને અજીર્ણ થતું નથી, તેમ શ્રી કૃષ્ણ પરમાત્માનો મહિમા ગાવાથી, સાંભળવાથી, કે જોવાથી કોઇ પણ મનુષ્યનું અહિત થતું નથી, પણ હિતજ થાય છે. માટે**

**શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધ (પૂર્વાર્દ્ધ) ના આધારે રચાએલું.**

# કંસવધ નાટક.

---

**“ આ બોધક વસ્તુ એટલી બધી જગપ્રસિદ્ધ છે કે વધુ વિવેચનની જરૂર રહેતી નથી, તોપણ પ્રવેશની મતલબ સમજવા પુરતી હકીકત આપીએ છીએ. ”**

**સુત્રધારે મંગળાચ્ચરણ અને વસ્તુ વિવેચન કર્યા પછી**

## અંક પહેલો.

૧ લગ્ન થયા પછી સતિ દેવકીને સાસરે વળાવે છે, ત્યારે આકાશવાણી થાય છે કે આ દેવકીથી ઉત્પન્ન થએલો આઠમો પુત્ર, કંસનો નાશ કરશે. એ, વાણી સાંભળી ક્રુર કંસ ક્રોધાયમાન થઇ દેવકીને મારવા તૈયાર થાય છે, તેનો પિતા મહારાજા ઉગ્રસેન વચમાં પડે છે, તેને કુમાર કંસ પદભ્રષ્ટ કરી કેદ કરે છે, છેવટે દેવકીના પ્રેમિપતિ વસુદેવે જીંદગીપર્યંત કારાગ્રહમાં રહેવું, અને જે જે સંતતિ થાય તે કંસને સ્વાધિન કરવી, એવું કબુલ કરવાથી દેવકીને જીવતી મૂકે છે.

૨ ઉધ્ધવ ને અક્રુર પ્રજાપર પડતાં દુઃખોનો વિચાર કરે છે, તેને કોટવાળ ધમકી આપી વિદાય કરે છે. બાદ કેદ થએલો નગરશેઠ, પુતના મારફત કોટવાળને મળે છે; અને લાંચ આપી છુટે છે. પુતના અને કોટવાળનો પારકે પૈસે પરમાનંદ.

૩ કંસ મહારાજાની કચેરી. દેવકીના આઠમા પુત્રરૂપે વિષ્ણુ અવતાર લેશે, એવું નારદજીએ કહેલું હોવાથી વિષ્ણુ અને તેના અંગરૂપ સાત્વિક જીવોનો નાશ કરવા, નવા નવા ધારા કાઢવાના હુકમો. કોટવાળની અરજ અને તેને માટે ખાસ ઢંઢેરો, દેવકીની કામધેનુ ગાયને વધખાનામાં મોકલવાનો હુકમ.

૪ કોટવાળને બે મોઢાળો કહેવો નહીં તેવો ઢંઢેરો. વિષ્ણુના અનુયાયીને ધર્મભ્રષ્ટ કરવા કંસના પાખંડી પંડિતોનો ઉપદેશ, ધર્મનું મંડન કરનારા બ્રાહ્મણોને કેદ. દેવકીની ગાયને વક્રાસુર ને બકાસુર ખેંચી લઇ જાય છે. ત્યાં વસુદેવ આવી તેને હણી ગાયને બચાવે છે.

૫ કારાગૃહમાં દેવકી, વસુદેવ અને તેના છ પુત્રો ગાયનું પૂજન કરે છે ત્યાં કંસ આવી ગાયની માગણી કરે છે; પણ પ્રાણથી અધિક પ્રિય ગાયને તેઓ હણવા માટે આપતા નથી. તેથી કંસ કોપાયમાન થઇ તેના છએ પુત્રોને મારી, વસુદેવના પગમાં બેડી નાખવાનો હુકમ કરે છે.

૬ કંસના જુલમને લીધે વિષ્ણુના અંગરૂપ ધર્મ, ધરા (પૃથ્વી) ને ધેનુ (ગાય) દુઃખી થવા લાગ્યાં; ત્યારે દેવતાઓએ તેઓનો ઉધ્ધાર કરવા વિષ્ણુને અવતાર લેવા પ્રાર્થના કરી અને સ્વીકારી.

૭ કંસના જુલમથી અને દેવકીના ૭ પુત્રો હણાવાથી, યાદવોમાં દુઃખની લાગણી ફેલાઇ. આ બાબતનો વિચાર કરવા છુપી રીતે યાદવો, દરજી વેશે ઉકા દરજીના ઘરમાં ભેગા થયા. ત્યાં કોટવાળ આવી પતિરા ધોબી મારફત વાત જાણી સૌને કેદ કરે છે; અને લાંચ આપવાથી છોડે છે. એ દેખાવ અક્રુર જુએ છે અને કોટવાળને સપડાવે છે, પણ દ્વીમુખ કોટવાળ ફેરવી બાંધી અક્રુરનેજ કેદ કરે છે.

૮ કારાગૃહમાં સતિ દેવકીના બાળક રૂપે વિષ્ણુનું પ્રગટ થવું. પોતાને ગોકુળમાં મુકી આવવા આપેલી સમજ, વસુદેવનું ગોકુળમાં જવું, સંકેત પ્રમાણે જસોદાની ગોદમાં શ્રીકૃષ્ણને મુકી, તેની યોગમાયા રૂપે પ્રગટ થએલી કન્યાને લાવવી તે કન્યાને કંસે હણવા પકડી, તેવીજ તે આકાશમાં છટકી અને દેવી રૂપ ધરી કહેતી ગઇ કે તારો વેરી ગોકુળમાં છે.

૯ કંસનો પ્રધાન કેશી, દ્વીમુખ કોટવાળની ફરિયાદથી અક્રુરને કારાગૃહની શિક્ષા કરે છે; ત્યાં કંસનું ભયભીત થઇ આવવું. ગોકુળમાં પોતાના શત્રુને શોધી, તેનો નાશ કરવા માટે કોટવાળ અને તેની રાક્ષસિ સ્ત્રી પૂતનાને મોકલવી.

૧૦ યશોદા માસે શ્રી બાળકૃષ્ણની બાળચેષ્ટા વીષે ગોપીઓની પ્રેમયુક્ત ફરિયાદ! દ્વીમુખ કોટવાળનું જોશી રૂપે અને પુતનાનું માસી રૂપે આવવું. શ્રીકૃષ્ણનું ધાવવું, પુતના સહિત આકાશમાં ઉડવું. પુતનાનું રાક્ષસિ સ્વરૂપે પછડાવું, દ્વીમુખનું દબાઇને મરાવું.

# અંક બીજો.

---

૧ ગોવાળીઆ (ગોપ) લોકો વચ્ચે શ્રીકૃષ્ણનો મહિમા, અને તેઓનું યમુના (કાલિંદી) તરફ જવું. રાધાનો કૃષ્ણપ્રતિ પ્રેમ.

૨ કાલિંદીમાં કાળીનાગ આવી વસેલો, તેથી તેનું ઝેરી પાણી પીવાથી ગોપ અને ગાયો મૃત્યુ પામેલાં. ત્યાં કંસ રાજાએ મંગાવેલાં કદમ વૃક્ષનાં ફુળ લેવા શ્રીકૃષ્ણ આવે છે, અને સૌને સજીવન કરે છે. રાધાકૃષ્ણનો પ્રેમ! દ્રષ્ટીમેળાપ, દડે રમવું. દડો કહાડવા શ્રીકૃષ્ણનું કાલિંદીમાં પડવું, નાગને નાથી કુટુંબ સહીત સમુદ્રમાં જવા આજ્ઞા કરવી.

૩ વિષ્ણુથી વેર તજવા, દેવકીને મુક્ત કરવા અને સ્વધર્મ પાળવા કંસને તેની રાણી સમજાવે છે, છતાં પોતાનો દુરાગ્રહ છોડતો નથી. કંસ, કેશી પ્રધાનની સલાહથી અઘાસૂર, બગાસૂર અને રત્નાવળી ગુણિકાને શ્રીકૃષ્ણનો નાશ કરવા ગોકુળ મોકલે છે.

૪ રાધા સાથે શ્રીકૃષ્ણના રૂપગુણનું ગાન કરતી, ગોપીઓ, મોરલીનો નાદ સાંભળી આકર્ષાઇ જાય છે, રાધા વિરહથી પીડિત થાય છે, સખીઓ અને તેની જનેતા ઉપચારો કરે છે, ત્યાં શ્રીકૃષ્ણ યોગી વેશે આવે છે. દ્રઢ પ્રેમ દેખી મળે છે, અને વચન આપી વિદાય થાય છે.

૫ વૃજવાસિઓને ઇંદ્ર યજ્ઞને બદલે ગિરિપૂજન કરવા શ્રીકૃષ્ણનું કહેવું. જુના વિચારનાનું વિરૂધ્ધ પડવું.

૬ કંસની મોકલેલી રત્નાવળી ગુણિકા ગોપી વેશે, શ્રીકૃષ્ણ પ્રતિ

ખોટો પ્રેમ બતાવે છે; ત્યાં રાધાજીનું આવવું, શ્રીદામાની યુકિતથી રીસાવું, શ્રીકૃષ્ણની પ્રણીપતને યુકિતથી મનાવું. રાધા શિરે મુગટનું ધરવું.

૬ શ્રીકૃષ્ણનો નાશ કરવા રત્નાવળીની બાતમીથી અઘાસુર ને બગાસુરનું અજગર અને બગલા રૂપે થવું, ગીરિરાજનું પુજન કરવા ગોપ ગોપીઓનું આવવું અને તેના મુખમાં જવું, શ્રીકૃષ્ણ ને બળદેવનું આવવું, બન્ને રાક્ષસોનો નાશ કરી સર્વનું રક્ષણ કરવું. ગીરિપૂજન વિધી. ઇંદ્રનું કોપવું, મુશળધારે વરસાદનું વરસાવવું, સર્વનો બચાવ કરવા ટચલી આંગળીપર ગોવર્ધનને ધારણ કરી છત્ર કરવું. ઇંદ્રનો પશ્ચાતાપ ને શ્રીકૃષ્ણની ક્ષમા.

---

## અંક ત્રીજો.

૧ કારાગૃહમાં ઉગ્રસેન અને કંસની મુલાકાત, વસુદેવ દેવકીને ભોળવવાનો કંસનો પ્રયત્ન. શ્રીકૃષ્ણ, બળદેવને મથુરાં તેડી લાવવા અક્રુર અને કેશીને ગોકુળ મોકલવા.

૨ ગોપિઓનો અનુપમ પ્રેમ, શ્રીકૃષ્ણનું બહુરૂપે થવું. અદ્ભુત આત્મભાવનું પ્રગટવું, અને રાસલીલા.

૩ અક્રુર અને કેશી શ્રીકૃષ્ણને મથુરાં લઇ જશે, એ હેતુથી ભોળાં જશોદાજી શ્રીકૃષ્ણને ઘરમાં પુરે છે. ત્યાંથી અણિમા સિદ્ધિ વડે નીકળી કેશી દૈત્યનો નાશ કરે છે. અક્રુર અને શ્રીકૃષ્ણની

મુલાકાત પ્રયાણ, રાધાઓનો વિલાપ, અક્રુર સાથે મથુરાં જવું.

૪ મથુરામાં ઉધ્ધવને શ્રીકૃષ્ણનો ભેટો. પ્રજાજનનો હર્ષ, પતિરાનો નાશ, ઉકા દરજીને યોગ્ય બદલા, રત્નાવળીનો પશ્ચાતાપ, શ્રીકૃષ્ણની ક્ષમા, ગોપિઓનું શાંતવન કરવા ઉધ્ધવને ગોકુળ મોકલવા, કુબજાને નવયોવના બનાવી બચન આપી કૂવલયાપીડ હાથીને હણી શ્રીકૃષ્ણનું કંસ પાસે જવું.

૫ ચાણુર અને મૂષ્ટિક મલ્લોનો નાશ. **કંસનો વધ.** માત પિતાની ભેટ, અને મુકિત. કંસે હણેલા છએ બંધુઓને પુનર્જીવન, અને ઉગ્રસેનને રાજ્યાસન.

**સત્યમેવ જયતિ.**



२६४८.

॥ ॐ ॥

॥ श्रीपरमात्मने नमः ॥

# કંસવધ નાટકનાં ગાયનો.

## મંગળાચરણ.

૧

સુત્રધાર—ૐ પ્રણમુ, શ્રી અંતર યામી,
સુમતિ જશ જય આપો— ૐ.
આપ કૃપા થાતાં, મુક વદતા,
ચડતા પંગુજન ગિરિએ.
સકળ વિઘ્ન પ્રભુ કાપો,— ૐ
શરણે રહી માગું, સહાય કરજો,
પ્રકટી મતિ મન વાણીમાં.
નરહરિ કર શિર સ્થાપો,— ૐ
કરતા હું કશુંએ નહીં, કરતા નરહરિનાથ;
અંતર રહી કરતા બધું, ગૃહિ સેવકનો હાથ.
અકળ લીલા પ્રભુજી તણી, જાણી શકે જીવ કેમ;
જણાવવી જે જે ઘટે, પ્રેરે બુદ્ધિ તેમ.

બાળાઓ— ૨

ધર્મ કાજે અવતાર પ્રભુએ, ધરણી પર ધર્યો,

એમાં પૂર્ણ પરબ્રહ્મ રૂપે, કૃષ્ણ અવતર્યા.
ધર્મ ધેનુનો ઉધ્ધાર, કરીને, જગત હિત કર્યાં—ધર્મ.
જન્મ ધારી, મથુરાંથી વૃજભૂ વિચર્યા,
લીલા કરી ગોપાલ લાલ રાધિકા વર્યાં,
અસુર ગણ હણી ગોવિંદે, ભકતોના ભય હર્યા,
દેવકીનંદને, કંસ નિકંદન, કરી માતા પિતા મુકત કર્યાં—ધર્મ.

સ્રીવર્ગ— 3

પીયરની વિસારી, માયા તારી ચાલો લાડી આજ,
કહું કુળ જાદવની, રાણીજી ડાહ્યાં થઇ ચાલો આપણ રાજ.
સાનમાં કહીએ, કાનમાં કહીએ રીત રિવાજ;
બહુ ગુણવંતિ છો, ગોરાંદે, કુળની વધારો વધુ લાજ—પીયર.
મહેલ ચણાવ્યાં, માળીયાં ચણાવ્યાં, તમો કાજ
થઇ મલપતાં, વહુ માનીતાં, મોજું મહેલે માણો મણારાજ—પી.

વિધિ— ૪

થશે જે આઠમો સુત દેવકીનો, કાળ તુજ કરશે;
કહું છું હું વિધિ હે કંસ કપટી, વાક્ય નહીં ફરશે.

દેવકી— ૫

મુજને માર ના સમશેર......વ્હાલા વીર તું.
મારી સંગ શું છે વેર......બદને વીર તું.
મીંઢળ જોઇ કરતું મ્હેર,
આશાભર જતી હું ઘેર...તકર્જે વીર તું.
જો, ઇશ્વર વસે ચોફેર,
ના કર કંસ કાળો કેર......ડરને વીર તું.

કંસ— ૬

પદ રાજાનું પામીને, કરવું મ્હારે આ પહેલું કામ,
નવિન નવિન નિયમો કરવા, હરવા બહુ દામ.—પદ.
રહેવું રંગમાં, નારી સંગમાં, આઠે જામ,
ઊત્તમ ઉપવન બંધાવી ધામ, લેવું નહિ હરિનું નામ.—પદ.

ઉદ્ધવ અને અક્રૂર— ૭

પ્રભુ પ્રજાની દાદ દીલ ધરજો ધણી,
આવી અસુરથી, મુકત હરિ કરજો રે—દાદ.
કરે કર્મ કુડાં એ ભારતમાં,
ફાલી ફુલી ફરે છે છાક છતમાં;
રાજ જુલમિનું, જોર, હવે હરજો રે.—દાદ.
ગૌબ્રાહ્મણની હિંસા થાતી,
આંખે આંસુ ઝરે ન ફાટે છાતી;
વ્હાલા વૈષ્ણુવ જનને ના વિસરજો રે.—દાદ.
ધર્મ ધેનુ ધરા બહુ ધ્રુજે,
હરિ હૈયામાં કેમ નહીં સુજે;
ચેતિ ચતુર સુજાણુ સંચરજો રે.— દાદ.

૮

દ્વીમુખ—ગળું આખાં કોળાં, પળમાં બે પેટે પચાવું;
એક પલમાં, બે પેટે પચાવું.
પુતના—મોઢાં બે છે તૈયાર, ખાતાં લાગે ન વાર.
દ્વીમુખ—નગદ નાણાનો અહાર, કરૂં આઇહાં
છતાં મુને વાનર બે મુખો જો કોઇ કહે
લઉં પકડી દઉં ઘાલને,

પુતના—ધારા નવ નિત્ય ઘડાવો એ મારેના,
દ્દીમુખ—મારી સામે બોલે ના, કો ચુંકેચાં,
ભરૂં ખીસ્સા પુરા, બંદા છે બહાદુર શૂરા—મણું.

દરબારી કંચનીઓ }— ૯

વિજય વંત, નૃપતિ, મથુરાં પતિ.
પ્રગટ પ્રબળ શત્રુ પદ પડી, કરતા સ્તુતિ.
સરલ, સરસ, કીધા ઉત્તમ. નિયમ;
ધીમંત, શ્રીમંત, ગત અકળ, અગમ.
રહો સદા પ્રસન્ન. અજર અમર થઇ.
વિધી વાણી, કરો મિથ્યા તમે, મહારથિ—મથુરાં પતિ.

ચાહૂમતિ— ૧૦

અમારૂં અમુલ્ય આ ગૌધન લુંટાય, કરૂં શું ઉપાય.
ભારતિ ભૂષણ ભારત પોષણ,
હિંસક હાથે હણાય; (૪) કંપે મુજ કાય— અમારૂં.
ધાઓ ધાઓ ગૌપાળક સ્વામી,
ધેનું જતાં ધર્મ જાય (૪) અર્થ ન સધાય— અમારૂં.

વસુદેવ— ૧૧

આવા, જુલમ સહી ન શકાય, ગાય વિણુ વાંક મરેરે;
અસુર કસુર અહિ થી અધિકી છે,
પય પાતાં પણુ પ્રાણુ હરેરે— આવા.
જગત હીત કરનારી ઉપકારી છે,
અનુપમ અમીરસ પાનારી એ છે;
અધમ એના નીશદીન વધ કરેરે—આ......વા.

**દેવકી અને પુત્રો—** ૧૨

તારા ગુણ અગણિત શું ગાઉં ગરીબ ગોમાતાજી;
તુજ તનમાં વસતા દેવ, સર્વ સુખદાતાજી.
માનવી જાતનું હિત કરનારી,
રસકસ ઘરઘર તું ભરનારી;
ઘી દુધ દહી અમૃત દેનારી,
છો જગજનની, વડી માવડી રે—
ધન ધાન્ય પુત્ર મળે, તું થકી સુખદાતાજી;
ખેડે ખેતી તુજ તનુજ, પવિત્ર ગોમાતાજી.
ધર્મ ધરા ધેનું બળનેરે પોશે,
સુખ ઉંચાં સંસાર રે જોશે,
એ ત્રણ ખોશે, તે જાણ રોશે.
જોજો વિચારી આ ઘડી રે—
છો ભારતિ ભુષણ શણગાર, ભલી ગોમાતાજી,
તારૂં બળ બુધ્ધિપ્રદ પય, સરસ સુખ દાતાજી.

**દેવકી—** ૧૩

ભૂપતિ થઇ, ગૌ વિપ્ર ન મારીએ વીરા.
દયા આણી જીવ ઉગારીએ— વીરા.
ધર્મ ઉર ધારીએજી, દુષ્ટતા વિદારીએજી;
કુસંગ નિવારીએજી,
થઇ નરેશ દેશને તારીએ— વીરા, ભૂપતિ.
નિતિ પંથ પાળીએજી, ભય નહીં ભાળીએજી;
સુખે દિન ગાળીએજી,
તજી વેર વિષ્ણુ સંભારીએ— વીરા, ભૂપતિ.

કંસ— ૧૪

બસ તું બકતી બંધ થા. (૨)
જે લવે, તે હવે, ના ગમે, મનમાં— બસ તું.
એ ધરમ, ને કરમ, જુઠાં જાણ્યાં મેં એ કામ;
છે ધતીંગ, મારી ડીંગ, વેદ પુરાણે તમામ,
વિષ્ણુ તારો જે, વેરી મારો છે, ન સંભારો એ—બસ તું.

દેવતાઓ— ૧૫

શ્રીધર ધરણી ધર, કમળ નયન કમળાવર, જય વિશ્વંભર.
વંદે સુર ગણ ચરણ, ગોવિંદ ગદાધર.— શ્રીધર૦
અચ્યુત. અધમોદ્ધારણ, દાનવ બળ હર:
ધર્મ, ધેનુ, ધરા, યાચે વર.— શ્રીધર૦

દેવકી— ૧૬

લીલા શી વર્ણવું, છે ગતિ ન્યારી, વહાલા તારી— લીલા.
લંકાપતિ હણવા, રઘુ કુળે આયા,
સીતા તણું રક્ષણ કરવા, ધીર થઇ ધાયા.— લીલા.
દાસ પ્રહલાદ કાજે, નરસિંહ રૂપ ધારી,
વિપત્ત વિદારી લીધો, ભક્ત ઉગારી.— લીલા.
ભકતો તણી ભીડ જાણી, સહાય સદાય દીધી,
આજે મારી અંતરયામી, સંભાળ લીધી.— લીલા.

ચિદ્દશક્તિ - ૧૭

ક્રુર કંસ ધિઃક ભૂપતિ, ધિઃક ધિઃક સૌ કામ,
હું શકિત વસું વ્યોમમાં, તુજ અરિ ગોકુળ ગામ.

કંસ— ૧૮

કપટ, કપટ થયું, કારાગૃહ માંહી કેશી,
પ્રકટ થયો એ હાય, ભવ પુરવનો દ્વેષી— કપટ.
ગામ ગોકુળિએ જઇ, પકડી આ પળમાં,
છળ કરી નાખ, રે'શી— કપટ. કપટ.

ગોપીઓ— ૧૯

વારો. વારો કુંવરજી કાનુડો તોફાની તેને, નંદરાણી તમે વારજો.
માજી બાળક શું મ્હોડે ચડાવો,
સુત શ્યામળિયાને સમજાવો,
સમજાવો—વારો, વારો.
ઘરમાં ઘુસીને ગોરસ ખાતો,
તાવણને તડફડ દે લાતો,
કહું શું વાતો—ખૂણે ભરાતો,
લાગ જોઇ છાનો છટકી જાતો.—શ્યામળિયાને.
વખત વિના વાછરડાં છોડે,
મટુકિઓ દહી દુધની ફોડે,
પેસી રસોડે—તાવડી તોડે,
દોટ દઇ કાનો દડબડ દોડે— શ્યામળિયાને.



## અંક બીજો.

---

ગોવાળિઆ— ૨૦

ગોવાળ હો, જુમનાંજી તટ ઝટ જઇએ,
હો જઇએ, હો જઇએ, ગાયોને વાળી લઇએ—ગોવાળ.
હળી મળીને ભાત ભેળા ખઇએ, હાલો રોંઢો કરીએ.
કાલિંદી પાણી પીએ. (ગટ ગટ ભાઇ)
... ... ... ...(ઝટપટ)—હો જઇએ.

રાધા— ૨૧

મ્હને કૃષ્ણ વિના, કાંઇ ના ગમતું,
એ રમણિકમાં, રહે મન રમતું.— મ્હને.
રસના રસ પી લે, કૃષ્ણ નામનો.
કર્ણ ગ્રહે સ્વર, સુંદર સ્યામનો;
નયન નિરખ નિત્ય પ્રિયતમ તું—. મ્હને.
ખુશબો નાસિકા, લે કૃષ્ણ અંગની,
આશ છે અંતરે, શ્રી કૃષ્ણ સંગની:
રમણિકમાં રહે મન રમતું. મ્હને.

ગોપ-ગોપીઓ— ૨૨

જય જય કૃષ્ણ જયકારી, કુંવર કાનહો,
વૃજવાસી સૌ જનને, સુખીઆં કીધાંજી—જય જય.
ગોવિંદ જીવન, દીધું ગોપ ગાયોને,
મોહન મોરલી મુખ ધારી—હાંજી—જય જય.
નટવર નાથ્યો તેં નાગણી વરનેરે
સરિતાનું કીધું શુધ્ધ વારી—હાંજી—જય જય.

કંસરાણી— ૨૩

પ્રિય સ્વામી આ અબળાની અરજી માનો આવાર,
નહીં વેરમાં કંઇ સાર.
નિજ શુભ કરવા માટે તજવા અંતર અશુભ વિચાર;
નહિં વેરમાં કંઇ સાર....................પ્રિય.
અગ્નિની જ્વાળાને છે, જ્યમ જળ શિતળ કરનાર,
ત્યમ ભાવિ ભય મિથ્યા કરવા, હરિ શરણુજ ઉપચાર;
નહીં વેરમાં કંઇ સાર....................પ્રિય.

કંસ— ૨૪

સુખ શાન્તિ, ક્યાંઇ ના મળે,
જ્વાળા, હૃદયમ બળે— સુખ શાન્તિ.
અંતરનું દુઃખ, કોણ કળે, એ........
કૂપ છાયા, કૂપમાં ઢળે;
વેરી પર, વેર ના વળે.— સુખ શાન્તિ.

રાધા— ૨૫

જુમનાને તિરે જાદુ વાલે, સખી બંસરી બજાવી,
નંદ લાલે વાલે ચિત્ત ચોર્યા, મને બાવરી બનાવી,
ભુલાવી મારૂં ભાન સાન, કાન ગયો હાંહાં,
મને મોરલીએ મોહ ઉપજાવી— જુમના.
સુંદર છબી જોઇ છેલની, ઉપજી અંતર પ્રીત,
નટવર નિલધન શ્યામમાં, ચોટયું મારૂં ચિત્ત.
નયન નેહે નચાવ્યાં વાલિડે, સખી મુખ મલકાવી,
છુપી છુપી છબીલે કરી સાન, મને લીધી રે લોભાવી.
ન, ભાવે ખાન પાન, નિંદ ન આવે હવે

લગન લાલાએ પ્રેમની લગાવી.
વિરહ થકી વિંધાયલું, અંતર અતિ અકળાય,
અળગો રહ્યો અલબેલડો, શું કરૂં સખી ઉપાય—જુમના.

રાધા— ૨૬

વૃજચંદ્ર નંદલાલ, આવી મળો તો વિરહ દુઃખ જાય,
તન મન તવાયાં મારાં, રસિયા નવ રહેવું ન્યારા;
દયા કાંઇ દીલ માંહે લાવજો, પ્રિય શામળા.—વૃજચંદ્ર.
નિશદિન હું વાટ જોતી, સખી થકી છાનું રોતી;
વ્હેલા અલબેલડા, અહીં આવજો, પ્રિય શામળા.—વૃજચંદ્ર.

રાધા— ૨૭

કહી ન શકું હું મુખ થકી સહી ન શકું દીલમાંય,
ચિંતવતાં ચિત ચણુ ચણે ... ... ... ...

કૃષ્ણ ... ... ... ... ... પ્રિત રોગ પરખાય.

રાધા—વૃજ જન મન રંજન મણી, કંસ ગણે નીજકાળ;
પ્રાણ જીવન પ્રિય માહરો, નંદ રાયનો બાળ.

રાધા— ૨૮

સુરમ્ય મનોહર આકૃતિ, શ્રીકૃષ્ણ કાન્ત મણી;
ભાલ પટલે, શશી કાન્ત મણી— સુરમ્ય.
યોગી જનના જે ચીંતામણી,
નરોત્તમ છે વૃજ દિનમણી,
વિધી કરે ગાન વેદ ભણી,
એવા પ્રિય મુજ પારસમણી— ભાલ.

રાધા અને સખીઓ— ૨૯

અમને પાવન કરવાને, દીલનાં દુઃખડાં હરવાને
શાન્તિ જળ મન ભરવાને—યોગી આવજો.

માયા રાખી મહારાજ,—યોગી આવજો.
દર્શન દેવાને કાજ,—યોગી આવજો.
ચરણુ કમળ નિશદિન મુજ મંદિર અંદર ધરવાને,
કમળ વદનથી મનહર મધુર વચન ઉચ્ચરવાને,
શાન્તિ જળ મન ભરવાને,—યોગી આવજો.

કૃષ્ણ— ૩૦

હું નીરંજન નિર્વિકારી, વિરલાજન કોઇ જાણે રે.—હું.
પ્રેમીજન મને પ્રેમસ્વરૂપે, પરમાનંદ પ્રમાણે રે;
યોગી યોગેશ્વર અનુભવતા, અંતર આનંદ માણે રે.—હું.
કામી કપટિ ક્રોધિ મુજને, કાળરૂપે પિછાણે રે;
ભાસું ભિન્નધિકાર પરત્વે; છું એકજ, સૌ ટાણે રે.—હું.

રત્નાવળી— ૩૧

હું વ્રજ નારી, વિયોગે દુખિયારી. આ, વિહારી.
જોઉં વાટ તારી, વનમાળી, વારી વારી— હું.
લાગી છે, નયનાની કટારી—અરરર આય ... ...
અબળાને, મન મોહન આવી લ્યો ઉગારી—આ વિહારી. જોઉં વાટ.
ચકોરીને પ્રિય ચંદ્ર છે, ચંદ્ર ચહે ન લગાર;
એ અવળી પ્રિત રીત જોઇ, અશ્રુ વહે ચોધાર— લાગી.

રાધા— ૩૨

જાણી, જાણી, આ જુઠી તમારી, ઠગાઇ;
મેં બાજી, જાણી બાજીગરની— જાણી.
અમારૂં મુખડું કાળું કનૈયા.
જા તું શશી સમ તવાઇ,

કૃષ્ણ—ના, ના.

રાધા—શીદ મળવા, થઇ હળવા;
લાલ આવો લોભાઇ. (૨)— જાણી.
કૃષ્ણ—નહીં નહીં, તું ગૌરવરણી, અમી ઝરણી.
રાધા—તમારો તોલ શું, તમારો બોલશું;
ગરવા છો, ગરજે ગોવિંદ—જાઓ જાઓ.
નંદલાલા, ઠગ ઠાલા, કહાન કહેશો ન કાંઇ—જાણી.
રસિકા— ૩૩
ના, રીસાઇએ સખી, રસિઆથી ના રાધિકા, રીસાઇએ.
સમતા ધરીને, મમતા ધરીને, કરીએ વરથી વ્હાલ;
ચતુર સંગ ચડસ ના કરીએ, ચતુરાં સરલ ચાલ.—ના રીસાઇએ.
મદભરી મારૂં માનીને મૂકી દે, મનથી માન ગુમાન;
નેહે મળી લે નંદકુંવરથી, દઇ પ્રિતી રસપાન.—ના રીસાઇએ.
રાધા—શું શિખામણ દે સખી, તું ના સમજી ભેદ;
મુજ વાલમની વાતડી, સુણતાં થાશે ખેદ.
શ્રીદામો— ૩૪
છેડ કીધી છબીલે છેડ કીધી,
અરેરે ધુતારે, ઠગારે, એ કપટી કાનુડે—છેડ.
જળ ભરવા હું ગઇતી, જમુનાંજીને તીરે,
ભરી બેડું નીરે, ધરી મારે શીરે, ચાલી ધીરે ધીરે,
ઓય ઓય—કાનુડે કેડ લીધી.
કેડ લીધી, એ નકટે, નાનુડે, કાનુડે, પાલવડે, મને પકડી,
હું છટકી, ત્યાંથી દોટ દીધી—અરેરે.
રાધા— ૩૫
કરી ખુબ કળા ભરથાર,

વાર, વાર, ઠાર, ઠાર, ઠગનાર.

**કૃષ્ણ**—માની હવે માની માનુની મ્હારી તું,
રીંસ તજી ખીલી, નવેલી નાર.

**રાધા**—છળ કરી મને છેતરી છબીલા,
ઠીક બનાવી નાજુક નાર.

**શ્રીદામો**—બન્યા ભલે નાર, તોયે મૂછે તાર,
વ્હારેવા, વ્હારેવા. ( હા. હા. હા. )

**કૃષ્ણ**—આનંદ આજે અપાર— કરી.

**ગોપમંડળ**— ૩૬

માનવી મેળો તે, આ જગ જાણો રે
ધરી મોહ મિથ્યા, મમત શું આણોરે— માનવી.
જેમ આવ્યા છીએ તેમ જાવું,
હાંરે પોતપોતાનું, ભાતું અહીં ખાવું રે.— માનવી.
સામ સામા મળી, સ્નેહ વધારજો,
હાંરે કરી મેળો સફળ, ઘેર પધાર જોરે— માનવી.

**રાધાકૃષ્ણ સહ વ્રજવાસીઓ** — ૩૭

પ્રેમ થકી પૂજન કરીએ
છો શ્રેષ્ટ ગોવરધન સૌ ગિરિમાં
આ દ્રષ્ટિએ જડ દેખાતા,
સુક્ષ્મે ચૈતન્ય અણુ અણુમાં— પ્રેમ થકી.
પંચામૃતથી સ્નાન કરાવી,
શિતળ ચંદન લેપ લગાવી,
કુમ કુમ અક્ષત અબિલ ચડાવી,
પુષ્પ કમળની માળ પ્હેરાવી,
નવિન નવિન નૈવેદ્ય ધરાવી,

પંચ ધૂપ દિપક પ્રગટાવી,
વંદન કરિએ હે ગિરિ–રાજ.

ગોપ, ગોપીઓ— ૩૮

જય જય પ્રભુ જગદાધાર,
અનંત અપાર, શકિત ભાળી રે...જી...જય જય.
તમે હણી અઘાસુર, ને બગાસુર,
વ્રજ જન પીડા ટાળી રે,
સુરપતિ નમાવ્યો ચરણ, (હાંહાં)
ગરવ દીધો છે ગાળી રે...જી... જય જય.
પ્રિતે કર્યું, દાવાનળ પાન,
દામોદર, સ્વજન લીધા સંભાળી રે;
એક આંગળીએ, ગિરિ ધર્યો, (હાંહાં)
ઓ, વાલમ, વન માળી રે....જી ...જય જય.

## અંક ૩ જો.

વસુદેવ— ૩૯

અવધ થઇ હવે આવ અભય દાતા, અવધ થઇ હવે આવ.
આપ વિના, આ જગ સઘળાપર, ઉપજે છે અભાવ—અભય.
ષડરિપૂ દુઃખ, આપે અંતરમાં, બળિયા તેથી બચાવ—અભય.
ઘડી ઘડી પળની જાણે છતાં તું, કાલો થઇ શું કલાવ (કાનુડા)—અ.

કેશી— ૪૦

આવ્યો અવસર હવે, મરવાનો,
નથી આરો ઉગરવાનો;
અંતે, કર્મો કરેલા ભોગવવાનો.—આવ્યો.
પટકી, એ બાળ, કાળ, હાય હાય કરવાનો,
અરરરરરરર. આ જીવ જવાનો.—આવ્યો.

રાધા— ૪૧

કાનુડા તારી, કામણ કરનારી
વૃજમાં વાંસલડી વાગી,
મીઠી વળી મોહક, મનવશ કરનારી— વૃજમાં.
મનવશ કરનારી, સ્વર સુણતાં લાગે સુખકારી;
હું ઘેલી; તમ વિણ થઇ છું ગિરધારી— વૃજમાં.

કૃષ્ણ
ગોપીઓ }— ૪૨

રમીએ, આનંદમાં, હરી સંગમાં, રહી રંગમાં,
બંસિ નાદ સુણી, સુતી જાગીં, નીંદ બીક ભાગી,
ભીંજી પ્રેમ રસમાં.—રમીએ.

રૂડી ચાંદની પ્રકાશી, શરદ પુનમની;
રંગે રાસ ખેલો, સંગે સુંદર શ્યામની.

રસિકા—સુખદ સંગ શ્રી કૃષ્ણનો, સુખદ શ્રી વૃજવન;
સુખદ શરદની ચાંદની, સુખદ સફળ જીવન.—રમીએ.

કૃષ્ણ—આવી આજ કરમાંહી, નવલ કુસુમ કળી,
ગોપીઓ—રહેજો લાલા ભારમાં, રસના લેતા છળી.
રાધા—પ્રિતમ સ્પર્શ થતાં સમ્યું, દેહતણું અભિમાન;

વિસરી હું પોતાપણું, ગોવિંદમાં ગુલતાન.

**ગોપીઓ**—આવો આવોને, આજ રસ ઝીલીએ;
રંગે રમીએ, મળ્યા મોહનજી.
થાશો ન, અળગા ઘડી, જગજીવનજી,
રસ ઝીલીએ, રંગે રમીએં, મળ્યા મોહનજી—રમીએ.

**અક્રુર**— ૪૩

મ્હારા નરહરિ નાથ, ઓ વ્હાલા, વેગે ચાલો મારી સાથ;
અંતરયામી, બાજી તમ હાથ, રાખો લાજ,જી— મ્હારા.
અસૂરે માંડ્યો છે, અતિ ઉતપાત,
કરે ગૌવિપ્ર કેરી ઘાત;
સંકટ સેવે સૌ દિન રાત—રાખો લાજ,જી— મ્હારા.
અરેરે ધ્રુજે છે આ ધરણિ માત,
સર્વે વિદીત છે વાત;
ધર્મોધ્ધારક હે જગ તાત—રાખો લાલજી— મ્હારા.

**રાધા**— ૪૪

આપ વિના આવાસમાં, મુજથી નવ રહેવાય;
સારસ જોડ જુદી થતાં, પલમાં પ્રાણ તજાય.
નાથ હું થી, વિયોગ કેમ વેઠી શકાય,
વૃક્ષ વિના આ,વેલી, કહો ક્યાં જઇ વિંટાય—નાથ.
આમ મૂકી ના જવાય, શ્યામ વિણ કોણ સ્હાય થાય;
પ્રિયતમ પડું છું પાય, રાખો સંગમાં સદાય—વૃક્ષ વિના.

**કૃષ્ણ**—નાના સંગ અવાય સુંદરી, શોક કરી કરમાવે કાય;
જાણીધર્મનો મર્મ પ્રેમદા, મુજથી અહીં નવ રોકાવાય;

રાધા—ત્રીકમ તરછોડી તમે, થશો વિદેશ વિદાય;
જાશે જીવ ઝુરી ઝુરી, જાણો હે જદુરાય.—વૃક્ષ.

ઉદ્ધવ— ૪૫

છે, ધન્ય ભાગ્ય આજે, કૃષ્ણ જીવન મુજને મળશે;
પાપ તાપ ત્રિવિધીના ટળશે.— ધન્ય.
મંગળ મુર્ત્તિ નયને નિરખશું, વંદુ ચરણુમાં;
લેશે શરણુમાં, પ્રેમે કર કમળ, મુજ શિર ધરશે—છે ધન્ય.

શ્રીદામો— ૪૬

દિન દયાળ દેતો, ત્યારે લેનારો શું લેશે,
અખિલ જગનો નાથ કૃપાળુ, ધનપતિ કુબેર એ છે—દીન.
હજાર હાથવાળો દાતા, યાચકને કર, બે છે.—દિન દયાળ.

કુબજા— ૪૭

આવશે, આવશે, આવશે રે મ્હારે મંદિર;
અલબેલો લાલ આવશે— આવશે.
આશ હતી વરવા, વૃજ વિહારી,
આજે મળ્યા ગોવિંદ ગિરધારી;
થઇ નટવરની, નાજુક નારી.— આવશે.
સુંદર વરની સંગે, રંગે મહાલશું, (મટકો કરી)
અધર રસ લઇ, હરિ કર ઝાલશું (લટકો કરી)
રૂમ ઝુમ રૂમ ઝુમ છુમ છુમ હાં, ચટકથી ચાલશું—આવશે.

વસુદેવ— ૪૮

આજે, હર્ષ અંતર ના સમાતો,
મળતાં મારો મુકુંદ મણિ;

કર્મનો બંધ કપાતો— આજે.
વિપત્તિ વિદારી, સુખ મય કીધાં,
મારી કંસ મદમાતો.— આજે.

**સર્વ પાત્રો—** ૪૯

શુધ્ધ હ્રદય, ત્યાં છે વિજય, અચળ નિયમ અવનિ માંય;
સદગુણ સજી, પ્રભુ પ્રેમે ભજી, રહે તેની કરે શ્રી હરિ સ્હાય.
—શુધ્ધ હ્રદય.

કરણી સમ ગતિ કરી કંસની, વાહ! ઇશ તુજ ન્યાય,
વાસુદેવ દેવકીનો કર્યો જય, ભય ટાળી કર્યાં સુખી સદાય.
—શુધ્ધ હ્રદય.

આત્મ નિવેદન, છે ભવ છેદન, જો પૂર્ણ પ્રીતે કરાય,
ગોપિજન, પ્રેમી મન, અનુપમ, સર્વ શાસ્ત્ર પૂરાણે વખણાય.
—શુધ્ધ હ્રદય.



અમારી રાજા રજવાડામાં વખણાતી " યાકુતી "ની નકલો નીકળેલ છે, માટે ખરીદ કરતી વખતે સંભાળજો. અમારી બતાવેલ બાદશાહી યાકુતી અનંગ વીલાસ. અમે કોઈને વેચવા આપેલ નથી. અમારી બનાવેલી યાકુતી માત્ર રાજકોટમાં અમારાં ઔષધાલયમાંજ મળે છે.

# બાદશાહી યાકુતી.

## ( અનંગ વિલાસ )

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે; પુરૂષાતન કાયમ રાખે છે. સંસાર સુખ ભોગવવા માટે દેશી અને યુનાની દવામાં ઉંચામાં ઉંચી દવા જોઇએ તો આ અનંગ વિલાસ બાદશાહી યાકુતી છે. આ રાજવંશી યાકુતી વીર્ય વિકારના તમામ વ્યાધી મટાડે છે અને વીર્ય ઘટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. રાજા રજવાડામાં તથા શ્રીમંત લોકોમાં આ દવા બહુ વખણાય છે. ખરી મરદાઇ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઇપણ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી એકના રૂપીઆ દશ.

**ડાક્તર કાળીદાસ મોતીરામ,** રાજકોટ—કાઠીયાવાડ.

# જાહેર ખબર.

નીચેનાં પુસ્તકો મોરબી નાટક કંપનીનો જ્યાં મુકામ હોય ત્યાંથી, તેમજ મુંબઇ કાલબાદેવી રોડ બુકસેલર એન. એમ. ત્રિપાઠીની કંપનીમાંથી અને અમદાવાદ ત્રણ દરવાજા પાસે બુકસેલર મહાદેવ રામચંદ્રની દુકાનેથી રોકડી કિમ્મત મોકલી અગર વેલ્યુપેબલ પારસલથી, મંગાવી લેવાં.

| | રૂ. આ. પા. |
|---|---|
| ભર્તૃહરી નાટક મોટું. ... ... | ૧—૦—૦ |
| સદર ગાયન. ... ... ... | ૦—૨—૦ |
| ચાંપરાજ નાટક મોટું. ... ... | ૧—૦—૦ |
| સદર ગાયન. ... ... ... | ૦—૨—૦ |
| રાજસિંહ નાટક મોટું. ... ... | ૧—૦—૦ |
| સદર ગાયન. ... ... ... | ૦—૨—૦ |
| રાણકદેવી નાટક મોટું. ... ... | ૧—૦—૦ |
| સદર ગાયન. ... ... ... | ૦—૨—૦ |
| ત્રિયારાજ નાટક મોટું. ... ... | ૧—૦—૦ |
| સદર ગાયન. ... ... ... | ૦—૨—૦ |
| ત્રિવિક્રમ નાટક મોટું ... ... ... | ૧—૦—૦ |
| સદર ગાયન. ... ... ... | ૦—૨—[illegible] |
| જગદેવ પરમાર નાટક મોટું ... ... | ૧—૦—૦ |
| સદર ગાયન. ... ... ... | ૦—૨—૦ |
| ચંદ્રહાસ મોટું. ... ... ... | ૧—૦—૦ |
| સદર ગાયન. ... ... ... | ૦—૨—૦ |
| પૃથુરાજ ગાયન. ... ... ... | ૦—૨—૦ |
| સીતાસ્વયંવર ગાયન... ... ... | ૦—૨—૦ |
| ઉષાહરણ ગાયન. ... ... ... | ૦—૨—૦ |
| વીરબાળાનાં ગાયન... ... ... | ૦—૨—૦ |
| દેવયાનીનાં ગાયન. ... ... ... | ૦—૨—૦ |
| રાજતરંગ નાટકના ગાયન. ... ... | ૦—૨—૦ |
| વિબુધ વિજયનાં ગાયન. ... ... | ૦—૨—૦ |
| સરસ્વતી નાટકના ગાયન. ... ... | ૦—૨—૦ |
| [illegible]ગુપ્તનાં ગાયન. ... ... | ૦—૨—૦ |
| ...પરીષ નાટકના ગાયન. ... ... | ૦—૨—૦ |
| ...ા નાટકના ગાયન. ... ... | ૦—૨—૦ |
| ...ટકના ગાયન. ... ... | ૦—૨—૦ |
| ...નાટકના ગાયન—હવે પછી... | ૦—૨—[illegible] |